ક ૧૭૯

# દ્વિજરાજસુધા.

## ભૂમિકા.

ભારતવર્ષમાં અનાદિ કાલથી એવો શિષ્ટાચાર પ્રાપ્ત છે કે વેદ ગીતા અને તત્ત્વસૂત્ર એ ત્રણુની નિઃસંદિગ્ધ એકવાક્યતા સિદ્ધ કરી દર્શાવે તેને જ આચાર્યાભિષેક થાય. પૂર્વોક્ત ત્રણુ સર્વ આર્યમાન્ય ગ્રન્થની એકવાક્યતા સંદેહરહિત ન કરી આપે તેને આર્યાવર્તમાં કદાપિ આચાર્યપદવીનું દાનમાન શિષ્ટ આર્ય કરતા નથી. વેદ શ્રીમદ્ભગવદ્ગીતા અને તત્ત્વસૂત્રની એકવાક્યતા કરનાર અનેકાનેક પારંપરિક આચાર્યોએ ભૂતલોપરિ પધારીને ભરતખંડને પવિત્ર કર્યું છે. પ્રત્યેક કલ્પમાં, પ્રત્યેક મન્વન્તરમાં, પ્રત્યેક યુગમાં અધર્મનું ચૂર્ણ કરનાર કોટિશઃ આચાર્યો થઈ ગયા અને જીવનું કલ્યાણુ કરવાને એકવાક્યતારૂપ ભાષ્ય પણુ પ્રધરાવતા ગયા. કાલબલે તે ભાષ્યગ્રન્થોનું તિરોધાન થઈ ગયું, અને કલિયુગમાં ભાષ્યને નામે ભાષ્યાભાસનો આવિર્ભાવ દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા માંડ્યો. શુદ્ધ આચાર્યો ભૂતલોપરિ રહ્યા જ નહિ, તેમના ગ્રન્થ પણુ નષ્ટપ્રાય થઈ ગયા. એવી સ્થિતિમાં પરમકૃપાનિધાન પરમેશ્વરે જીવપ્રતિ દયા વિચારી કલિકાલીય મંદ-સુમંદમતિ વિરુદ્ધાચારતત્પર સ્વાધ્યાયાદિક્રિયાહીન શુદ્ધાચારપરાઙ્મુખ વિક્ષિપ્તચિત્ત જીહ્વોપસ્થપરાયણુ વ્રાત્યપ્રાય જંતુઓનું પરમ શ્રેય સિદ્ધ કરવાને સ્વરૂપાત્મક મુખારવિંદને જ અધિભૂતલ પ્રધરાવીને, સાંપ્રત અલ્પાયુષ્ક જીવ પણુ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ ફલપ્રાપ્તિ કરી લે એ ઉદ્દેશથી શ્રીમુખદ્વારા સાક્ષાત્ ઈશ્વરે જ સ્વ-નિઃશ્વાસરૂપ વેદની સ્વોક્તિરૂપ શ્રીમદ્ભગવદ્ગીતાની અને નિજજ્ઞાનસ્વરૂપાવતારસૂત્રિત સૂત્રોની સૂક્ષ્મ વ્યાખ્યા કરી અધમાધમ જીવનું ઉત્તમોત્તમ કલ્યાણુ કર્યું. સંપૂર્ણ વેદની કલિકાલમાં ઉપલબ્ધિ જ નથી અને પ્રાપ્ય વેદભાગનાં પણુ વિસ્તૃત ભાષ્યમાં કલિયુગના મંદ જીવ અવગાહી શકે નહિ, તેથી વેદબીજરૂપ ગાયત્રીમાત્રનું સૂક્ષ્મ પણુ સ્પષ્ટ નિઃસંદિગ્ધ પૃથક્ વ્યાખ્યાન કરીને, ગાયત્રીભાષ્યમાં [illegible]શાસ્ત્રાર્થપ્રકરણુરૂપ ગીતાભાષ્યમાં તત્ત્વસૂત્રના અણુભાષ્યમાં અને ફલાત્મક શ્રીમદ્ભાગવતની શ્રીસુબોધિનીવ્યાખ્યામાં સંદિગ્ધ શ્રુતિના અર્થની પણુ પ્રસંગશઃ સ્પષ્ટ સૂચના કરીને, આચાર્યાભાસોના વિસ્તૃત ભાષ્યભાસરૂપ લેખથી સર્વવિપ્લવ થતાં વેદાર્થ દૂષિત થતો હતો તેમાંથી વેદનો સમુદ્ધાર કર્યો. સાક્ષાત્ ઈશ્વરે મુખારવિંદરૂપે પ્રકટ થઈને જે વેદાર્થ-સૂચન કર્યું તે સરણિકાનો જ આશ્રય કરીને તદ્વંશ્યોએ વેદનાં પણુ નવાર્થી ટીકાજેવાં[1] અતિગહન ભાષ્ય પ્રકટ કર્યાં છે, તે યથાપ્રસંગ પ્રસિદ્ધ કરવામાં આવશે. મુખારવિંદરૂપે જે ગાયત્રીભાષ્ય પ્રકટ કર્યું તેનો જ અત્ર અનુવાદ ચાલશે. શ્રીમદ્વિઠ્ઠલેશ્વર અગ્નિકુમારાચાર્યે ગાયત્રીની એક નાનીસરખી પરન્તુ ચિત્તવેધક વ્યાખ્યા કરી છે, અને દશદિગન્તવિજયી ગોસ્વામિશ્રીપુરુષોત્તમજીમહારાજાધિરાજે તદુપરિ વિવરણુનામનો સર્વશંકાનિવારક રુચિર લેખ કર્યો છે, તે આ પુસ્તકમાં મુદ્રિત છે. સંપ્રદાયમાં અન્ય પણુ કેટલાક સ્વતંત્ર લેખ ગાયત્રીભાષ્યનું તાત્પર્ય પ્રકારાન્તરે નિરૂપણુ કરનાર પ્રકટ થયા છે, તે તૃતીયાવૃત્તિસમયે[2] વિવેચક વાચકવર્ગ-સમક્ષ મુકવામાં આવશે.

ગાયત્રી વેદનું બીજ છે, તેથી જો ગાયત્રીનું તાત્પર્ય હૃદયમાં આવી જાય તો સકલ વેદનું તાત્પર્ય પણુ ગ્રહણુ કરી શકાય એમ માનીને પ્રથમ આ ગ્રન્થરત્નમાલામાં ગાયત્રીભાષ્યને પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ગાયત્રીના શબ્દાર્થનો વિચાર કરતાં પહેલાં શાસ્ત્રમાં ગાયત્રીનું સ્વરૂપ કેવું નિરૂપણુ કર્યું છે તે જોવાથી શબ્દાર્થમાં અને 'દ્વિજરાજસુધા' વ્યાખ્યામાં કાંઇક વિશેષ સ્વારસ્ય આવશે. ગાયત્રીના ૨૪ અક્ષર છે. તેને ત્રણુ પદ છે. ગાયત્રીનામના છંદમાં જ ગાયત્રીનું દર્શન ઋષિએ કર્યું છે. ગાયત્રીના દ્રષ્ટા ઋષિ વિશ્વામિત્ર છે, તેના દેવતા સવિતા છે, આચાર્ય અગ્નિ છે, શિર બ્રહ્મા છે, હૃદય વિષ્ણુ છે, શિખા રુદ્ર છે, શિખાનો બંધ અહંકાર છે, યોનિ—ઉત્પત્તિકારણુ—પૃથ્વી છે, પંચપ્રાણુ હરિ છે, રૂપ શુક્લભાસ્કર છે, અને ગોત્ર સાંખ્યાયન છે, વિશેષ ગાયત્રીને ૭ કુક્ષિ છે, પંચ શીર્ષ છે, અને એ ગાયત્રીનો વિનિયોગ જીવાત્માને ભગવત્સમીપ નયન કરવામાં છે.

---

૧. આ ગ્રન્થની એક પ્રતિ શ્રીમદ્વૈષ્ણવપરિષદ્દના ગ્રન્થાલયમાં વિરાજે છે. ૨. શ્રીગાયત્રીભાષ્યની તૃતીય આવૃત્તિ ગુર્જરાનુવાદસહિત સ્વલ્પ કાલમાં પ્રસિદ્ધ થશે.

## ॥ अथ गायत्रीमन्त्रः ॥

**हरिः ओम् तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥**

**પદચ્છેદ—तत्सवितुः वरेण्यं भर्गः देवस्य धीमहि धियः यः नः प्रचोदयात् ।**

**અન્વય—तत्सवितुः देवस्य वरेण्यं भर्गः धीमहि यः नः धियः प्रचोदयात् ।**

**પદાર્થ**—તે સવિતાદેવના વરણીય અવિદ્યાનાશક (સ્વરૂપનું) ધ્યાન કરીએ છીએ, જે (સવિતા) અમારી બુદ્ધિને પ્રકર્ષથી પ્રેરો.

**વિવેચન**—સર્વશક્તિયુક્ત આદિપુરુષ પરમેશ્વર સ્વાત્મસ્વરૂપમાંથી સર્વ વિવિધ જગત્‌નો આવિર્ભાવ કરીને સ્વરૂપાસક્ત અંશરૂપ જીવને સ્વરૂપજ્ઞાનનો ઉપદેશ કરવાને સ્વતઃ જ શબ્દબ્રહ્મ થયા. પુરુષવિધબ્રાહ્મણમાં એમ નિરૂપણ કરવામાં આવ્યું છે કે પરમેશ્વરને ક્રીડા કરવાની ઇચ્છા થતાં રૂપસૃષ્ટિ પ્રકટ કરવાને[1] પોતે જ પતિ અને પત્ની એમ ઉભય સ્વરૂપનો સ્વીકાર કરીને નાનારૂપ સૃષ્ટિ કરી.[2] જીવમાં આનંદાંશનું તિરોધાન થયા પછી જીવને મોહ પ્રાપ્ત થયો એટલે રૂપાત્મક સૃષ્ટિમાં બ્રહ્મભાવની સ્ફૂર્તિ જતી રહી અને કલ્પિત અહંતામમતાત્મક સંસારમાં તિરોભૂતાનન્દસ્વરૂપ જીવ આસક્ત થઈ ગયો ત્યારે તેના મોહનું નિરાકરણ કરવાને ફલરૂપ સદાનન્દ ઈશ્વર નામરૂપ થયા.[3] યદ્યપિ રૂપસૃષ્ટિ અને નામસૃષ્ટિ ઉભયે સાક્ષાત્ ફલરૂપ સદાનન્દ શ્રીકૃષ્ણમાંથી જ સ્વેચ્છાવશાત્ પ્રકટ થઈ છે તથાપિ ઉભયે સૃષ્ટિનું ફલ ભિન્ન છે. રૂપસૃષ્ટિ જીવને સંસારમાં આસક્ત કરે છે અને વેદાદિ નામસૃષ્ટિ તો તે સંસારમાંથી જીવને મુક્ત કરી દે છે.[4] બ્રહ્મનો નિઃશ્વાસ નાદાવસ્થા ધારણ કરે છે,[5] ત્યારે તે પ્રમાણમાર્ગમાં વેદ અને પ્રમેયમાર્ગમાં વેણુનાદ[6] કહેવાય છે. રૂપસૃષ્ટિપ્રપંચમાં સર્ગવિસર્ગાદિ દશ લીલાવડે નિત્ય આનન્દરસાત્મક સદાનન્દ ફલરૂપ શ્રીકૃષ્ણ રમણ કરે છે તે અવસરમાં નિજભાવનો પ્રકાશ કરવાને પોતે વેદબીજ ગાયત્રીરૂપે પ્રકટ થાય છે. ગાયત્રી ગુણાતીત ષડ્ગુણયુક્ત, સર્વવેદમૂલ, ક્ષર અને અક્ષર એમ સર્વાવતારરૂપ, અને સર્વતત્ત્વયુક્ત છે. 'અવતાર' નો અર્થ અત્ર સ્પષ્ટ કરવો આવશ્યક છે. જેમ શૈવલથી જલ આચ્છન્ન રહે છે તેમ સૃષ્ટિકાલમાં સ્વરૂપમાંથી જ [illegible] ઉત્પાદિત ગુણમયી માયાવડે ભગવાન્ પરમેશ્વર આચ્છાદિત રહે છે અને તેથી જ તે સર્વત્ર વ્યાપક છતાં અસ્મદાદિદૃષ્ટિગોચર થતા નથી. જેટલા ભાગમાં શૈવલ દૂર થાય તેટલા ભાગમાં જલ પ્રત્યક્ષ થાય છે તેમ જેટલા ભાગમાં માયાનું અપસરણ કરે છે તેટલા ભાગમાં ઈશ્વરની અભિવ્યક્તિ—પ્રાકટ્ય—થાય છે. એ માયાનું જો પોતે સંપૂર્ણ અપસારણ ન કરતાં, અંશમાત્રથી જ કરે તો, ભગવાન્ અંશરૂપે અવતર્યા—પ્રકટ્યા—એમ કહેવાય છે, અને જો સંપૂર્ણ માયાનું આવરણ દૂર કરીને પોતાના સ્વરૂપની અભિવ્યક્તિ—પ્રાકટ્ય—કરાવે તો ભગવાનનો પૂર્ણ અવતાર—પૂર્ણ પ્રાકટ્ય—કહેવાય છે. સારસ્વત કલ્પમાં પરમકાષ્ઠાપન્ન પરમેશ્વર જગદુદ્ધારકરણાર્થ માયાનું સંપૂર્ણ અપસરણ કરીને પૂર્ણ અખંડ અભિવ્યક્ત—પ્રકટ—થયા તેને જ વૈદિક સંપ્રદાયમાં 'કૃષ્ણ' કહે છે, અને તે સર્વશક્તિયુક્ત પ્રકટ થયા તેથી તેને 'શ્રીકૃષ્ણ' કહે છે. કૃષ્ણનો અર્થ 'સદાનન્દ' અને 'ફલ' થાય છે તે પણ હવે સ્પષ્ટ થશે.[7] પ્રણવ વેદબીજ છે, અર્થાત્ જેમ રૂપસૃષ્ટિમાં પોતે જ પ્રથમ પતિ અને પત્ની થયા તેમ જ નામસૃષ્ટિમાં પણ પોતે જ પ્રથમ પ્રણવરૂપ પતિ અને ગાયત્રીરૂપ પત્ની પણ થયા. ગાયત્રી બંધનરહિત નિર્ગુણ જ છે અર્થાત્ ગાયત્રીકલ્પાદિ આધુનિક ગ્રંથોમાં તેને સગુણ કહે છે તે પ્રકાર માન્ય નથી. ગાયત્રીમંત્રમાં ચતુર્વિંશ અક્ષર છે તેનું તાત્પર્ય એ છે કે ગાયત્રી સંયોગ અને વિપ્રયોગ એમ બે પ્રકારના શૃંગારરસમાં, આઠ પ્રકારના ઐશ્વર્યમાં, મન બુદ્ધિ ચિત્ત અને અહંકાર એમ ચાર પ્રકારના અંતઃકરણમાં, અને પંચ કર્મેન્દ્રિય અને પંચજ્ઞાનેન્દ્રિય એમ દશ બાહ્ય ઇંદ્રિયમાં એ પ્રકારે ચતુર્વિંશમાં આંતર હોવાથી સર્વને પરિપૂર્ણ કરે છે. ગાયત્રીના ત્રણ પદ છે અર્થાત્ કર્મ જ્ઞાન અને ભક્તિ તેમાંથી પ્રકટ થાય છે, વિભાવ અનુભાવ વ્યભિચારિભાવ એ ત્રણ રસશાસ્ત્રોક્ત ભાવ પણ ગાયત્રીમાંથી જ ઉદ્દ્ભવે છે, અને સત્, ચિત્ અને આનન્દ એ ત્રણથી પણ ગાયત્રી પરિપૂર્ણ છે, અર્થાત્ ગાયત્રી શ્રીકૃષ્ણવત્ ગુણાતીત છે એમ પ્રતિપાદન થયું. ગાયત્રીનું છંદ ગાયત્રી છે.[8] 'ગાનકર્તાને રક્ષે છે તેથી તું 'ગાયત્રી' સ્મરાય છે' એમ 'ગાયત્રી'નો શબ્દાર્થ છે.

---

१. स आत्मानं द्वेधापातयत. २. स आत्मानं स्वयमकुरुत. ३. नामरूपे व्याकरवाणि. ४. बंधिका ह्येषा मोचिका तु सा. ५. अस्य महतो भूतस्य निःश्वसितमेतत्. ६. वश्च इश्च वयौ तौ अणू कृतौ येन. ७. कृषिर्भूवाचकः शब्दः णश्च निर्वृतिवाचकः तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते. ८ गायंतं त्रायसे यस्माद्गायत्री त्वं ततः स्मृता.

જે આચ્છાદન કરે-રક્ષણ કરે-તે છંદ,[1] એમ છંદઃશબ્દની વ્યુત્પત્તિ છે, અર્થાત્ સંસારમાંથી ભય પામેલા જીવ અહર્નિશ પ્રેમોલ્લાસથી ગાયત્રીનું ગાન કરે તો ગાયત્રી તેનું રક્ષણ કરે છે, તેના સર્વ ભાવનું આચ્છાદન કરે છે. ગાયત્રીના દ્રષ્ટા ઋષિ વિશ્વામિત્ર હરિ પોતે જ છે. તે લૌકિક સાધારણ દ્રષ્ટા નથી, પરંતુ સર્વ જગત્‌ના મિત્ર હોવાથી અલૌકિક-અસાધારણ-છે. શ્રુતિસ્મૃતિપુરાણમાં તેનું ઋષિત્વ અને વિશ્વમિત્રત્વ સ્પષ્ટ છે. ગાયત્રીના દેવતા સવિતા છે. બ્રહ્મમાંથી જ સર્વનો પ્રસવ થાય છે એમ તત્ત્વસૂત્રમાં જન્માદ્યધિકરણમાં[2] અને ભગવદ્‌ગીતામાં[3] સ્પષ્ટ ઉપદેશ છે, તેથી સર્વના પ્રસવકર્તા-પ્રકટકર્તા-સવિતાને પુરુષોત્તમને-ઉત્તમોત્તમ પુરુષને-જ દેવ કહ્યા. છંદ અને દેવતા વિના મંત્રપાઠ નિષિદ્ધ છે, તેથી ગાયત્રીમંત્રના પણ ઋષિ છંદ અને દેવતા એ ત્રણનું નિરૂપણ કર્યું. ભગવાન્ ષડૈશ્વર્યયુક્ત અગ્નિ ગાયત્રીના આચાર્ય છે. અન્ય શંકરાદિ દેવતાને ગાયત્રીના આચાર્ય ન કહેતાં અગ્નિને આચાર્ય કહ્યા એનો વાચકવર્ગે જરા વિચાર લેવો જોઇએ. અગ્નિશબ્દ ગતિવાચક 'અક્' ધાતુમાંથી સિદ્ધ થાય છે, ગતિ અને જ્ઞાન ઉભયે શબ્દનો સંસ્કૃત વૈયાકરણો એક જ અર્થમાં ઉપયોગ કરે છે, તેથી ગતિવાચક અક્ ધાતુમાંથી સિદ્ધ થયલો અગ્નિશબ્દ જ્ઞાનવાચક પણ હોવાથી જ્ઞાનદાતા ગત્યાત્મકજ્ઞાનાધાર આચાર્યવાચક પણ છે. ગાયત્રીનું શીર્ષ બ્રહ્મા છે, તેથી જેમ બ્રહ્મા જગત્કારણરૂપે પ્રસિદ્ધ છે તેમ ગાયત્રી પણ પ્રસિદ્ધ જગત્કારણ છે, બ્રહ્મા સત્યલોકમાં સ્થિતિ કરે છે તેમ જ ગાયત્રી પણ સત્યલોકમાં જ સ્થિતિ કરે છે. ગાયત્રીનું હૃદય વિષ્ણુ છે, તેથી જેમ વિષ્ણુ યજ્ઞાત્મક[4] છે તેમ ગાયત્રી પણ યજ્ઞાત્મક છે. જગત્‌માં જેમ વિષ્ણુ વ્યાપી રહે છે તેમ ગાયત્રી પણ જગત્‌માં વ્યાપી રહે છે, વિષ્ણુ જેમ શૃંગારરસસ્વરૂપ છે તેમ જ ગાયત્રી પણ શૃંગારરસસ્વરૂપ છે, વિષ્ણુ જેમ હૃદયમાં વિરાજે છે તેમ જ ગાયત્રી પણ હૃદયમાં વિરાજીને હૃદયતાપ શાન્ત કરે છે, આત્મસ્વરૂપ વિષ્ણુ હૃદયમાં રહે છે તેમ જ ગાયત્રી પણ રહે છે, અર્થાત્ વિષ્ણુમાં જે જે ધર્મ પ્રસિદ્ધ છે તે ગાયત્રીમાં પણ છે. રુદ્ર ગાયત્રીની શિખા છે. રુદન[5] કરે (કરાવે) તે રુદ્ર, અર્થાત્ વિપ્રયોગક્લેશાત્મકરૂપ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ ભાવ છે. ગાયત્રીની શિખા બદ્ધ છે અને તે બંધન 'અહંકાર' છે, અહંકાર વૈકારિક તૈજસ છે, તેથી ગાયત્રી પણ અનેકાનેક તેજઃપુંજરસરૂપ વિકારનું ઉદ્દીપન કરે છે. અગ્નિરૂપ મુખ કહ્યું, તેથી અગ્નિની-વિપ્રયોગાગ્નિની-જ્વાલા જ ગાયત્રીની શિખા છે, અને તે લૌકિક દોષનો દાહ કરે છે. પૃથિવી ગાયત્રીની યોનિ છે, પ્રથે છે, વિપુલ કરે છે, તેથી પૃથ્વી કહેવાય છે, અર્થાત્ પ્રથન કરનાર વિપુલ કરનાર વિસ્તાર કરનાર ભગવત્કીર્તિ ગાયત્રીનું પ્રાકટ્યકારણ છે. પ્રભુવિષયક શ્રવણાદિનું કારણ ભગવત્કીર્તિ જ છે, તેથી ભક્તિબોધાર્થ ચરણરજોરૂપ પૃથ્વીને ગાયત્રીની યોનિ કહી. ગાયત્રીના પ્રાણ હરિ છે, પ્રાણ અપાન વ્યાન ઉદાન અને સમાન એ પંચ હરિરૂપ પ્રાણ ગાયત્રીના છે. સર્વને પ્રાણ પ્રિય હોય છે એ સિદ્ધાંત લોકવેદમાં પ્રસિદ્ધ છે, પુરુષોત્તમને ગાયત્રીના પ્રિય પ્રાણ કહ્યા. ગાયત્રીનો વર્ણ શ્વેત છે, શુક્લભાસ્વર છે, કારણ કે પ્રકાશક શુદ્ધ ચૈતન્યરૂપ છે. જીવના સર્વ દોષનું નિવારણ કરીને જીવને શ્વેત કરીને ભગવદ્‌ભોગ કરનારી એ ઉજ્જ્વલતા છે. ગાયત્રીનું ગોત્ર સાંખ્યાયન છે, સંખ્યાયુક્ત-સમ્યક્‌પ્રસિદ્ધિયુક્ત-બ્રહ્મવાદસિદ્ધ જ્ઞાન તે સાંખ્ય, અને અયન અર્થાત્ જ્ઞાપક, સાંખ્ય છે અયન જેનું તે સાંખ્યાયન, બ્રહ્મવાદસિદ્ધ જ્ઞાન (માયાવાદનું તામસ જ્ઞાન નહિ) ભગત્સ્વરૂપજ્ઞાપક છે. જીવનપ્રાણધારણપ્રયત્ન જેનો ધર્મ હોય તે જીવ, અને સ્વરૂપમાં લેશમાત્ર પણ વિકારવિના વૃદ્ધિ પામતું એવો જેનો ધર્મ હોય તે બ્રહ્મ. બ્રહ્મ અને જીવ ઉભયે સગોત્ર છે, ઉભયનું ગોત્ર સાંખ્યાયન છે, ઉભયે સચ્ચિદાનન્દરૂપ છે, તેથી પરસ્પર ભોગ સિદ્ધ થાય છે. ભગ આદિ છ ગાયત્રીની શક્તિ છે. ઐશ્વર્ય વીર્ય શ્રી યશ જ્ઞાન અને વૈરાગ્ય એ છ, અથવા દેશ કાલ દ્રવ્ય કર્તૃ મંત્ર અને કર્મ એ છ ગાયત્રીની શક્તિ છે, મનઃસહિત કર્મેન્દ્રિયનું સામર્થ્ય છે. પૂર્વોક્ત ષટ્‌શક્તિસહ જ્ઞાન ગાયત્રીની કુક્ષિ છે. જ્ઞાન બે પ્રકારનું છે, ખંડ અને અખંડ. એકૈક દર્શનનું અથવા એકૈક વેદના અંગનું જ્ઞાન 'ખંડ જ્ઞાન' કહેવાય છે, અને સર્વ દર્શનનો અથવા સર્વ વેદાંગનો ઉપસંહાર કરીને વિશિષ્ટ નિદિધ્યાસનરૂપ જ્ઞાન 'અખંડ જ્ઞાન' કહેવાય છે. ગાયત્રીની છ કુક્ષિ છે, કારણ કે અંગ પણ છ છે, અને દર્શન પણ છ છે. સર્વ જ્ઞાન-સર્વ નિશ્ચય-કુક્ષિમાં જ થાય છે. ગાયત્રીને પંચ શીર્ષ છે તે પંચ ધામ અથવા પંચ અર્થ છે. શ્વેતદ્વીપ, અનંતાસન, વૈકુંઠ, ધ્રુવ અને ગોલોક એ પંચ ધામ છે, અને પંચતન્માત્રા અથવા ધર્મ અર્થ કામ મોક્ષ અને ભક્તિ એ પંચ પુરુષાર્થ અર્થ સમજવા. 'પંચ'નો અર્થ 'વિસ્તાર' લેતાં ગાયત્રીને અનંત શીર્ષ છે, અર્થાત્ તે અનન્ત ભગવદીયના

---

૧. छादनात् छंद उच्यते. ૨. जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्. ૩. सर्वयोनिषु कौंतेय. ૪. यज्ञो वै विष्णुः ૫. रोदयन्तीति रुद्राः

અનેકાનેક રસનાં નાયિકાદિ આલંબનવિભાવનાં અને ઋત્વાદિ ઉદ્દીપનવિભાવનાં સૂચક છે, તે સર્વ ઉપનિષદ્રૂપ છે એ તો નિઃસંદિગ્ધ જ છે. ગાયત્રીનો વિનિયોગ જીવનું ભગવત્સામીપ્ય પ્રાપ્ત કરવાનો છે. અત્ર બ્રહ્મવિષ્ણુરુદ્રપ્રભૃતિને પ્રાકૃત ન માનતાં ભગવદ્ધર્મરૂપ અસાધારણ જ અંગીકાર કરવા. ગાયત્રીનો અને ગાયત્રીના અવયવવિશેષનો પણ ધર્મધર્મિન્યાયે અભેદ જ સ્વીકારવો.

ભૂઃ ભુવઃ સ્વઃ મહઃ જનઃ તપઃ અને સત્યમ્ એમ સપ્ત વ્યાહૃતિ છે, તેમાં પ્રથમ ભૂઃ ઐશ્વર્યવાચક છે. લૌકિકદૃષ્ટિથી ભૂ સર્વેનો આધાર છે, તેથી સદ્વાચક ‘ભૂઃ’નો અર્થ ‘ભગવદૈશ્વર્ય’ કરવામાં શ્રૌત યુક્તિથી બાધ નથી. ગીતાપ્રભૃતિ ગ્રન્થોમાં ભગવાન્‌નું ઐશ્વર્ય સર્વાધાર છે એમ સ્પષ્ટ પ્રતિપાદન છે, અને વેદવ્યાસ પણ ઉત્તરતન્ત્રમાં ભગવદૈશ્વર્ય સર્વાધાર છે એમ પ્રતિપાદન કરે છે. દ્વિતીય વ્યાહૃતિ ‘ભુવઃ’નો અર્થ વીર્ય થાય છે, અંતરિક્ષવાચક ભુવઃશબ્દનો અર્થ ‘વીર્ય’ કરવામાં પ્રમાણ એ છે કે રુદ્ર અંતરિક્ષના પ્રભુ છે, અને વીર્યકામનાવાન્ પુરૂષ રુદ્રનું ભજન કરે છે એમ દ્વિતીય સ્કંધમાં સ્પષ્ટ વચન છે, તેથી ભુવઃને વીર્ય કહે છે. સ્વઃ અથવા સુવઃ તૃતીય વ્યાહૃતિ છે, તેનો અર્થ શ્રી થાય છે. સ્વર્ગ એ જ શ્રી એમ પ્રકટ નિષ્પ્રત્યૂહ પ્રતિપાદન છે, અર્થાત્ ભગવાન્‌ની શ્રી તે જ સ્વઃ ચતુર્થ વ્યાહૃતિ મહઃ છે, તેનો અર્થ યશઃ થાય છે. શ્રી કરતાં યશ મહત્ છે, મહોટું છે, અને મહર્લોકમાં યશ હોવાથી સ્વર્ગથી પણ અધિક સુખ છે તેથી તદ્વાચક મહઃશબ્દ યશઃપ્રતિપાદન કરે છે. સર્વપ્રસિદ્ધ અર્થનું ગ્રહણ કરવામાં પણ તે તે લોકના સ્વરૂપનો વિચાર કરનારને ભગવદ્ધર્મની જ સ્ફૂર્તિ અધિકાધિક થાય એમ ઉદ્દેશીને આ પ્રકારે કાંઇક અપ્રસિદ્ધ પણ અર્થ આપવામાં આવ્યા છે. જનઃ પંચમી વ્યાહૃતિ છે તેનો અર્થ વૈરાગ્ય છે. તાપાર્ત પુરુષ જનલોકમાં જાય છે અને તે લોકમાં તાપની નિવૃત્તિ થાય છે. વૈરાગ્ય પણ તાપનાશક છે, અર્થાત્ તાપનાશક જનઃ મુખ્યવૈરાગ્યસૂચક છે. તપઃ ષષ્ઠ વ્યાહૃતિ છે, અને તેનો અર્થ જ્ઞાન[1] થાય જ છે. સત્યં સપ્તમ વ્યાહૃતિ છે અને તેનો અર્થ પૂર્વોક્તષડ્ધર્મયુક્ત સ્વરૂપાત્મક ધર્મી પરબ્રહ્મ થાય છે. સત્ય એટલે પર. ધર્મી પરબ્રહ્મસ્વરૂપ વિના કોઇ પણ નિરંકુશ પર નથી તેથી સ્વરૂપાત્મક ધર્મી તે જ સત્ય વા પર.

ગાયત્રીના સ્વરૂપની તેમ જ સર્વ વ્યાહૃતિની વ્યાખ્યામાં પૂર્વોક્ત સપ્તમ વ્યાહૃતિ ‘સત્ય’નો અર્થ ‘પર’ અર્થાત્ ‘લોકપ્રસિદ્ધ’ થયો. તે જ નિરંકુશ સત્ય ધર્મી વેદપ્રસિદ્ધ પણ છે એમ નિર્દેશ કરવાને ગાયત્રીમાં પ્રથમ વર્ણ—અક્ષર—‘તત્’ ધર્યો છે, અર્થાત્ કાલત્રયાબાધિત સર્વલોકપ્રસિદ્ધ સર્વવેદપ્રસિદ્ધ સત્ય શ્રેષ્ઠ પુરુષોત્તમ જ ‘પર’ એમ વિનિશ્ચય થયો. શ્રીમદ્ભગવદ્જ્ઞાનાવતાર વેદવ્યાસજીએ સ્વપ્રકાશિત શ્રીમદ્ભાગવતમાં પ્રથમ મંગલાચરણમાં ‘सत्यं परं धीमहि’ એમ ગાન કર્યું છે, તે પણ ગાયત્રી બીજ, વેદ વૃક્ષ, અને શ્રીભાગવત ફ્લ છે એમ સ્પષ્ટ કરવાને જ કર્યું છે. ‘સવિતુઃ’નો અર્થ ‘સવિતાનું—પ્રસવ કરનારનું—’ થાય છે. સવિતા દ્વાદશાત્મક છે, અર્થાત્ ‘સવિતુઃ’નો અર્થ માત્ર પ્રાકૃત સૂર્ય ન કરતાં ‘દ્વાદશાત્મક પુરુષોત્તમ’ જ શ્રુત્યાદિપ્રમાણથી કરવો. ગાયત્રી વેદબીજ છે, વેદત્રયના અર્થનું પ્રતિપાદન કરે છે, અને નિર્વિઘ્ન વાણીનો પ્રસવ થવાને ગાયત્રીથી ભગવદુપસ્થાન કરનાર ગાયત્ર્યર્થ એમ જ કરે છે. પુરુષોત્તમવાચક અનેક શબ્દો પ્રસિદ્ધ હોવા છતાં પણ મંત્રમાં ‘સવિતુઃ’ પદ જ શા માટે ધર્યું એમ આશંકા થાય તો ભાષ્યકાર આજ્ઞા કરે છે કે ‘પુરુષોત્તમ જગત્પ્રસવ કરનાર હોવાથી સર્વકર્તા છે.’ જેમ કામધેનુકલ્પવૃક્ષચિંતામણિમંત્રાદિમાંથી અનેક પદાર્થ પ્રકટ થતા દૃષ્ટિગોચર થાય છે, તથાપિ કામધેનુપ્રભૃતિમાં વિકૃતિદોષ પ્રાપ્ત થતો નથી, તેમ સાક્ષાત્પુરુષોત્તમ સ્વતઃ આધિભૌતિક જગદ્રૂપ પ્રકટ થાય છે, તથાપિ નિજ આધિદૈવિક મૂલ સ્વરૂપમાં કોઇ પણ વિકૃતિ પ્રાપ્ત થતી નથી, અર્થાત્ ‘સવિતુઃ’શબ્દ અવિકૃતપરિણામસિદ્ધાન્તનો જ ઉદ્ઘોષ કરે છે. રસાત્મક પુરુષોત્તમ જગદ્રૂપ શું કરવાને થાય એમ આશંકા રહી જાય તો તેનો પણ નિરાસ કરવાને શ્રીમાન્ ભાષ્યકાર કથે છે કે ‘લીલામાત્રથી ચાર પ્રકારના ધર્માદિ પુરુષાર્થ સિદ્ધ કરવાને—પુરુષના અર્થનો પ્રસવ કરવાને—આપ જગદ્રૂપ થાય છે’, સર્વ જીવના સર્વ પુરુષાર્થ સિદ્ધ કરવાને જગત્સ્વરૂપ સ્વીકારીને પણ રમણ કરે છે. ‘સવિતુઃ’પદથી જગત્‌નો પ્રસવમાત્ર સૂચિત કર્યો, તેની સ્થિતિ અને ભંગ ‘વરેણ્યં’ અને ‘ભર્ગઃ’શબ્દથી સૂચિત થશે. આ પ્રકારે શ્રૌત યુક્તિથી ‘સવિતુઃ’નો સ્પષ્ટ અર્થ લોકવેદપ્રસિદ્ધ પરમકાષ્ઠાપન્ન ‘પુરુષોત્તમ’ થઈ રહે છે, તથાપિ કેટલાક પરિચ્છિન્નબુદ્ધિમાન્ સ્વબુદ્ધિકલ્પિત પોતપોતાના ઇષ્ટદેવતાના માહાત્મ્યનું પ્રતિપાદન કરવાને ‘સવિતુઃ’પદની વ્યાખ્યામાં વ્યર્થ વિતંડા કરે છે. શાક્ત લોકોને બ્રહ્મથી પણ શક્તિનું માહાત્મ્ય અધિક નિરૂપણ કરવું છે, અને તેથી ઉપાદાન-

---

૧. यस्य ज्ञानमयं तपः

કારણમાં વિકૃતિદોષ પ્રાપ્ત પણ થાય તો તે બ્રહ્મમાં થાય એમ કલ્પીને બ્રહ્મને જગત્નું ઉપાદાનકારણ માનીને શક્તિને નિમિત્તકારણ માને છે, જેથી શક્તિ અવિકૃત થતાં વિકૃત બ્રહ્મથી પણ મહતી થાય. 'સવિતુઃ' પદ વડે શાક્ત આ પ્રકારે 'શક્તિ'નું ગ્રહણ કરે છે. શૈવ તો રામાનુજાચાર્યના અને તેના પૂર્વજ વૃત્તિકારાદિના વિશિષ્ટાદ્વૈત વેદાન્તસિદ્ધાન્તનું જ અવલંબન કરીને પણ પોતાનો કક્કો ખરો કરવાને રામાનુજાચાર્યવત્ વિષ્ણુને પરમ તત્ત્વ ન માનતાં 'શિવને' પરમતત્ત્વ માને છે, તે 'સવિતુઃ'નો અર્થ 'શિવ' કરે છે. સૂર્યના ઉપાસક 'સૂર્યનું' અને ગાણપત્યાદિક 'ગણપતિ'પ્રભૃતિનું માહાત્મ્ય નિરૂપણ કરવાને 'સવિતુઃ'નો અર્થ 'સૂર્ય' 'ગણપતિ' પ્રભૃતિ કરે છે. પરમકાષ્ઠાપન્ન ક્ષરાક્ષરાતીત આધિદૈવિક પરબ્રહ્મ પુરુષોત્તમ તે તે સ્વરૂપે તત્તચ્છાસ્ત્રોક્ત લીલા કરે છે અને વસ્તુતઃ તો તે ઉપાસકો તે તે રૂપવડે પણ માત્ર પરમકાષ્ઠાપન્ન પરબ્રહ્મની જ પરિચ્છિન્નભાવે અવિવેકથી અવિધિપૂર્વક ઉપાસના કરે છે. એમની પરિચ્છિન્ન બુદ્ધિ પ્રકટ કરવાને ઉપાસકોના વિચારની સમીક્ષા ગોસ્વામિશ્રીપુરુષોત્તમજીએ પ્રહસ્તવાદમાં[1] અતિસરસ કરી છે. ગમ્મત એ છે કે તે લોક પોતે જે વાક્ય ઉલ્લેખે છે તેમાંથી પણ 'સવિતુઃ'નો અર્થ શિવાદિ ન થતાં પરમકાષ્ઠાપન્ન અવિકૃત પરબ્રહ્મ પુરુષોત્તમ જ થઈ રહે છે. જુઓ શૈવોલ્લિખિત 'रविमध्ये स्थितः सोमः सोममध्ये हुताशनः अग्निमध्ये स्थितं सत्यं सत्यस्यांतः स्थितोच्युतः' શ્લોકનો અર્થ, 'રવિના મધ્યમાં શિવ સ્થિતિ કરે છે, શિવમાં અગ્નિ, અગ્નિમાં સત્ય અને સત્યમાં 'અચ્યુત' સ્થિતિ કરે છે. 'અચ્યુત'નો રૂઢ અર્થ પુરુષોત્તમ થાય છે એ સર્વ જાણે છે, અને તેનો યૌગિક અર્થ 'ચ્યુતિરહિત—વિકૃતિરહિત—થાય છે, અર્થાત્ રમણાર્થ અનેકાનેકસ્વરૂપધારણ કરતાં પણ લેશમાત્ર વિકૃતિ પ્રાપ્ત ન થાય એવા અવિકૃતપરિણામી વિરુદ્ધસર્વધર્માશ્રયયુક્ત પરમકાષ્ઠાપન્ન પુરુષોત્તમ તે જ અચ્યુત. 'વરેણ્ય'નો અર્થ 'વરણીય[2],' 'વરણ કરવા યોગ્ય' થાય છે. જેનું એ પુરુષોત્તમ વરણ કરે છે તેને જ એ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. જેમ કન્યા સ્વયોગ્ય પતિનું વરણ કરે છે અથવા પતિ સ્વયોગ્ય કન્યાનું વરણ કરે છે તેમ રસાત્મક પુરુષોત્તમ જીવનું વરણ કરે છે. વૃત જીવને ભગવાન્ નિજ આત્મીય દાસ માને છે. જેમ વરણ થયા પછી કન્યાનો વિનિયોગ ઇતરત્ર થઈ શકતો નથી તેમ આ વૃત જીવનો પણ વિનિયોગ અન્યત્ર અર્થાત્ ક્ષરક્ષરાદિ સ્વરૂપમાં થઈ શકતો જ નથી. વર અમુક જ કન્યાનું વરણ કરશે તે સર્વને અજ્ઞાત રહે છે. ભગવાન્ નિર્દોષ સુંદર રમણીય વરેણ્ય છે, તેથી જીવ તો તેનું સહજ વરણ પણ કદાપિ કરી દે છે. ગર્ભદાસ છતાં પણ જો પ્રભુસંબંધ ન કરે તો તે જીવ નિમકહરામ જ કહેવાય. જીવ ભગવાનનું જે વરણ કરે છે તેમાં જીવનો તો સ્વાર્થ પણ સિદ્ધ થઈ જાય છે, તેનું અન્યથા તિરોહિતાનન્દ સ્વરૂપ નિવૃત્ત થતાં ભગવદ્ભોગયોગ્ય થાય છે. માત્ર સુંદર [illegible] કરવાથી જગત્માં અનેક કુપરિણામ આવે છે તેમ પણ શ્રીપુરુષોત્તમના વરણમાં નથી એમ ઉપદેશ કરવાને ભર્ગઃપદ ધર્યું છે. સ્વતઃ નિર્દોષ સુંદર છે એટલું જ નહિ પણ સેવકનો ઉદ્ધાર પણ કરે છે, તેની સમગ્ર અવિદ્યાનો પણ તત્કાલ નાશ કરી નાખે છે. સ્વરૂપસ્ફૂર્તિ જ સર્વ અવિદ્યાનો સમૂલ નાશ કરી દે છે. એમનું પ્રમેયબલ જ એવું છે કે સ્વરૂપની સ્ફૂર્તિમાત્રથી ઇતર સાધનની અપેક્ષા વિના જ સર્વ અવિદ્યા નાશ પામે છે, કોઇ પ્રકારનો ભય રહેતો જ નથી, અને નિર્વિઘ્ન ભગવદ્રસભોગ જીવ કરી શકે છે. 'સવિતુઃ'પદથી પ્રદ્યુમ્નાત્મક બ્રહ્માની 'वरेण्यं'પદથી અનિરુદ્ધાત્મક વિષ્ણુની અને 'ભર્ગઃ'પદથી સંકર્ષણાત્મક રુદ્રની પ્રતીતિ પણ થઈ રહે છે એટલે કોઇ શ્રુતિનો પણ બાધ ન રહ્યો, અને એ ત્રણેના નિયામક પરમકાષ્ઠાપન્ન વાસુદેવનું વા પુરુષોત્તમનું સ્પષ્ટ પ્રતિપાદન થયું. 'સવિતુઃ'શબ્દથી સ્વરૂપલીલાયોગ્ય ભાવવિભાવાદિના આવિર્ભાવ, 'વરેણ્ય'શબ્દથી તે તે ભાવનું રસશાસ્ત્રોક્ત પ્રકારથી પોષણ, અને 'ભર્ગઃ'શબ્દથી તે તે ભાવના પ્રતિબંધક ભાવાદિનો તિરોભાવ રસાત્મક પ્રભુ સ્વતઃ જ કરવા સમર્થ છે એમ અત્ર રસિકસંપત્તિમાન્ વિરલ અધિકારીને અનુભવ પણ થશે. 'देवस्य' એટલે દેવનું, સર્વજ્ઞનું, દશપ્રકારક સર્ગવિસર્ગાદિલીલારસજ્ઞનું. 'देवस्य' એટલે દુર્લભનું, ક્રીડા, વિજીગીષા, વ્યવહાર, દ્યુતિ, સ્તુતિ, મોહ, મદ, સ્વપ્ન, કાંતિ અને ગતિ એમ 'दिव्'ધાતુપ્રતિપાદિત દુર્લભદશલીલારસજ્ઞનું. અથવા देवस्य એટલે દુર્લભનું, લોકવેદમાં પણ અપ્રસિદ્ધનું, 'नेति नेति' શ્રુત્યાદિસંકેતિત પૂર્ણ અખંડ રસરૂપ પરમકાષ્ઠાપન્ન દક્ષિણનાયકરૂપ પુરુષોત્તમનું. 'धीमहि'નો અર્થ 'ધ્યાન અથવા સ્તુતિ કરીએ છીએ.' 'वरेण्यं' શબ્દમાંથી પ્રીતિની પ્રતીતિ સ્પષ્ટ છતાં 'धीमहि' પદનો પુનઃ 'પ્રીતિ' અર્થ કર્યો તેથી ચક્ષુઃપ્રીતિ, મનઃપ્રીતિ, સંકલ્પ,

---

૧. દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીએ ચતુર્વિંશતિવાદાત્મિકા વાદાવલિમાં પ્રથમ 'પ્રહસ્ત' નામના વાદગ્રંથમાં શૈવમતની સમીક્ષા કરી છે, એટલું જ નહિ પણ ઉક્ત ગ્રંથની પણ આપે સ્વતઃ જ વિવૃતિ પણ કરી છે. આ ઉભયે ગ્રન્થો પરિષદ્ના ગ્રન્થાલયમાં વિરાજે છે. ભાષાન્તરસહિત આ ગ્રન્થોનું મુદ્રણ આ કાલમાં અત્યન્ત આવશ્યક છે.

૨. यमेवैष वृणुते.

જાગરણ, કૃશતા, રતિ, હ્રીત્યાગ, ઉન્માદ, મૂર્છા, અને અન્ત એમ દશ રસાવસ્થામાં અંતઃપાત કરીને ભગવદ્રસનું પાન કરીએ છીએ એમ પણ સંકેત સહૃદયને પ્રતીત થાય છે. धियः એટલે બુદ્ધિઓને, બુદ્ધિપ્રભૃતિ સર્વ અંતર્બાહ્ય ઇંદ્રિયોને. પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિરૂપ નિરોધની આકાંક્ષા સૂચવવાને धियः બહુવચનમાં ધર્યું છે. यःનો અર્થ પૂર્વોક્ત રસિક પુરુષોત્તમ લેવો. नः એટલે અમારી. એક જ જીવ 'અમારી' એમ બહુવચનનો ઉપયોગ કરે છે, તેથી 'માત્ર મારી જ નહિ પણ મારા સર્વ અંતર્બાહ્ય પરિકરની પણ.' ષષ્ઠી વિભક્તિ ભગવાન્ અને તત્કૃપાપાત્રનો નિત્ય સંબંધ સૂચવે છે. प्र એટલે પ્રકર્ષથી 'મૂલ' પુરુષોત્તમ-સ્વરૂપપર્યંત એમ અત્યંત આકાંક્ષા ઉત્સિક્તભાવનો અને સ્વભાવત્યાગનો સંકેત કરે છે. 'चोदयात्' એટલે પ્રેરણા કરો. મારી યોગ્યતા મહારસફલ પ્રાપ્ત કરવાની નથી, તથાપિ જેમ ધ્રુવાદિની ઉપર કૃપા કરી એમ મારા ઉપર કૃપાવિશેષ કરીને મહારસનો આસ્વાદ થાય ત્યાંપર્યંત આપ દાન કરો. चोदयात् આશિઃસૂચક છે. પદાર્થ તો અદેય છે જ, તેથી તેની આકાંક્ષાની પણ પ્રેરણા થઈ શકતી નથી, અર્થાત્ જો પ્રભુ કૃપા કરીને તેવી આકાંક્ષા રાખવાની આશિષ્થી પ્રેરણા કરે તો તે અદેય ફલદાન પણ કરશે જ, અન્યથા વરણ વૃથા જાય.

પ્રાણાયામાદિ વૈદિક ક્રિયામાં ગાયત્રીમંત્રોચ્ચાર પછી आपो ज्योती रसोऽमृतम् એમ ઉચ્ચાર કરવામાં આવે છે તેનો પણ અર્થ આપવામાં આવે છે. आपः જલવાચક છે અને જલ [1]શ્રદ્ધારૂપ છે, ધર્મનું મૂલ છે. અશ્રદ્ધાથી જો કાંઇ કર્મ કરવામાં આવે છે તો તે સર્વ કર્મ નિષ્ફલ થઈ જાય છે, તેમ અત્ર ન થાય તેથી आपः એમ ઉચ્ચાર કર્યો. અમે શ્રદ્ધાથી જ પૂર્વ પ્રકારે વિજ્ઞપ્તિ કરીએ છીએ. જ્યોતિઃ—પ્રકાશ—પણ ધર્મમૂલ છે. સૂર્યાગ્નિપ્રભૃતિ તેજસ્વીના બલથી જ ધર્મની પ્રવૃત્તિ થાય છે. હવે रसः અને अमृतम् એ ઉચ્ચાર રહ્યા, એ ઉભયનો અર્થ અતિગૂઢ છે, માત્ર મુખ્યાધિકારી તેનું ગ્રહણ કરી શકશે. रसो वै सः શ્રુતિમાં નિર્દિષ્ટ રસાત્મકતાનું અને अमृतं चैव मृत्युश्च ભગવદ્વાક્યોક્ત અમૃતનું ભાન કરાવે છે. અમને શ્રદ્ધા છે, તેજસ્વી સૂર્યપ્રભૃતિ અનુકૂલ છે, તેથી આપ ગાઢપરિરંભાદિ સ્વરૂપાત્મક રસામૃત-નું દાન કરીને અમને અંતિમ મરણાવસ્થામાંથી ઉદ્ધરીને આપના સ્વરૂપમાં નિરોધદાન કરો. જલ જ્યોતિ રસ અને અમૃત એ સાધારણ જ હશે એમ કુતર્ક ન કરવો. સમાપ્તિમાં ब्रह्म भूर्भुवःस्वरोम् એમ ઉચ્ચાર કરવામાં આવે છે. આનન્દમય અને લિંગભૂયસ્ત્વાધિકરણમાં જે પ્રકાર ઉપદિષ્ટ છે તે પ્રકારે જલ તેજ રસ અમૃત સર્વ બ્રહ્મરૂપ અસાધારણ ભાવાત્મક આધિદૈવિક છે. भूर्भुवःस्वःની તો વ્યાખ્યા પ્રથમ થયલી જ છે.

હવે રહ્યો માત્ર ओम्. ओम्ને પ્રણવ પણ કહે છે. प्रकर्षेण नवः પ્રકર્ષે કરીને નવીન, તેથી પ્રણવ. પ્રતિક્ષણ અધિકાધિક નવીન રમણીયતા પ્રકટ કરીને પરમકાષ્ઠાપન્ન રસિકશિરોમણિ નિકુંજનાયક અને નિકુંજસ્વામિની ઉભયની રતિવૃદ્ધિ કરી રસવશ કરનાર એ ओम् પ્રણવ છે.

ગાયત્રી બીજ છે, વેદ વૃક્ષ છે, અને શ્રીભાગવત ફલ છે. જેવું રસાત્મક બીજ તેવો જ રસરૂપ[2] વૃક્ષ અને તેવું જ રસરૂપ નિગમકલ્પતરોર્ગલિત ફલ. વેદ અને શ્રીભાગવતમાં પ્રતિપદ એ જ રસાત્મક બીજનાં વૃક્ષ અને ફલ પ્રફુલ્લિત થયલાં છે એમ હવે સ્પષ્ટ પ્રતીત થશે. શ્રીભાગવતને ફલ કહ્યું એટલે બીજનો કાંઇ ભોગ થાય નહિ, વૃક્ષનું કાંઇ ભોજન થાય નહિ, પણ બીજ વૃક્ષરૂપે વૃદ્ધિ પામીને ફલદાન કરે તેનો જ આસ્વાદ લેનાર દેહપ્રાણેન્દ્રિયાંતઃકરણસમેત આત્મા તૃપ્ત થાય છે, અર્થાત્ શ્રીમદ્ભાગવત-પ્રતિપાદ્ય પુરુષોત્તમ જ વેદ્ય[3] છે અને તે જ વાસ્તવ વસ્તુ છે, તેમાં પણ આલય રસ રહ્યો તેથી લય—મોક્ષ—પણ જેના આગલ આ અર્થાત્ અતિતુચ્છ છે એવા, મોક્ષાનન્દ બ્રહ્માનન્દથી પણ અધિક, રસરૂપ ભજનાનન્દનું પાન કરો. તે રસ અને તે જ રસનો સમૂહ તે રાસ, અર્થાત્ રાસલીલામાત્ર ગાયત્રીનું તાત્પર્ય છે. રાસમાં જ સર્વ દેહેન્દ્રિયાદિને આસ્વાદ કરવા યોગ્ય મનોરથની પરિસીમા આવી જાય છે, જ્યાં વાણી, મન પણ, પહોંચી શકતી નથી. એ પ્રતિક્ષણ વર્ધમાન રસાનન્દનો જેને સાક્ષાત્પાનદ્વારા અંતર્બાહ્ય અનુભવ થાય છે તે કોઇથી ભય[4] પામતા નથી. 'પુરુષોત્તમ રસરૂપ છે અને રસને જ પ્રાપ્ત કરીને જીવ રસરૂપ થાય છે' એ શ્રુતિના નિગૂઢ તાત્પર્યનો અત્ર સાક્ષાત્કાર કરો.

---

૧. आपः श्रद्धा. ૨. निगमकल्पतरोर्गलितं फलम्.

૩. સુરતમાં શ્રીવૈષ્ણવપરિષદ્ના સમ્મેલનમાં સંસ્કૃતના એક પ્રોફેસરસાહેબ સ્વમિત્ર પ્રતિ કથતા હતા કે પુષ્ટિમાર્ગમાં કર્તવ્ય તો છે પણ જ્ઞાતવ્ય નથી !

૪. आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन.

આ પ્રકારે ગાયત્ર્યર્થ કરવામાં કેટલાક શુષ્ક ભ્રાન્તવાદી એમ કુતર્ક કરે છે કે પ્રચોદયાત્ નો અર્થ ચતુર્થાશ્રમસંન્યાસાશ્રમપર્યન્ત પ્રેરણા કરો એમ થાય છે. તેમ અર્થ કરતાં પણ તેમનો અર્થ સિદ્ધ થાય તેમ નથી. કર્મસંન્યાસ કાંઇ ફલસાધક નથી પ્રત્યુત ક્વચિત્ બાધક થઈ પડે છે. 'પ્રચોદયાત્'નુ તાત્પર્ય 'રાસલીલામાં પ્રેરણા કરો' એમ થાય છે, તથાપિ જો કાંઇ શંકાપંક હોય તો તે દૂર કરો. ભક્તિમાર્ગીયસંન્યાસ તો સાક્ષાત્ પુષ્ટિસૃષ્ટિશ્રુતિરૂપ રાસમંડન ગોપીજનનો જ છે, અને તેથી જ વેણુનિનાદશ્રવણ થતાં જ પધારીને પ્રભુને પ્રાર્થના કરી કે 'અમે સર્વ વિષયનો ત્યાગ કરીને આપના ચરણનલિનના મૂલમાં પ્રાપ્ત થયા છીએ' અને [1]ફલપ્રકરણના ચતુર્થાધ્યાયમાં સાક્ષાત્ ભગવાન્ પણ તેમની જ પ્રશંસા કરે છે કે 'તમે લોક વેદ અને સ્વ એ ત્રણેનો ત્યાગ કર્યો'. એવા ભગવદીયના આત્મા ભગવાન્ છે. પોતાની આત્મસ્ફૂર્તિ પણ જતી રહી છે એવા ભગવદીય સ્વતઃ સાક્ષાત્ પરમકાષ્ઠાપન્ન સ્નેહાસ્પદ પ્રભુ થઈ રહે છે અને એ જ 'तत्त्वमसि'પ્રભૃતિ મહાવાક્યાત્મક પ્રપાઠકનું તાત્પર્ય છે, અને તેથી જ ફલપ્રકરણમાં સ્પષ્ટ વર્ણન છે કે ભગવાન્ જ ગોપીજનનું મન છે, આલાપ છે, ચેષ્ટા છે. પ્રભુના જ ગુણનું ગાન કરીને સ્વ અને ગૃહાદિની મનઃસ્મૃતિપર્યન્તનો પણ ગોપિકાઓએ સંન્યાસ કર્યો. વાચક! આ શુદ્ધ સંન્યાસ, અન્ય સર્વ પાષણ્ડપ્રસારક સંન્યાસાભાસ.

તૈત્તિરીયશાખાસ્થ 'હું [2]બ્રહ્મ છું અને બ્રહ્મ હું' એમ પાઠ કરે છે. 'બ્રહ્મ પદની આવૃત્તિ થઈ તેના વ્યતિહારથી જીવબ્રહ્મનો અભેદ સિદ્ધ થાય છે. એ જ પ્રકારે લીલામધ્યપાતી ભક્ત પણ 'કૃષ્ણ હું હું કૃષ્ણ' એમ વદે છે, તેથી ભક્તિનું પણ ફલ જ્ઞાન છે, જ્ઞાનથી ભક્તિ ગૌણ છે, એમ શુદ્ધાદ્વૈતીય બ્રહ્મજ્ઞાની ફુલાઈ જાય તો તેને શ્રીમાન્ ભાષ્યકાર ભક્તિનું સ્વરૂપ ઉપદેશે છે. ભક્તિ રસાત્મક છે, રસશાસ્ત્રોક્ત પ્રકારથી મુખ્યતઃ રસ સંયોગવિપ્રયોગાત્મક શૃંગાર છે, તેથી ભક્તિ સંયોગવિપ્રયોગાત્મક શૃંગાર જ છે. વિપ્રયોગશૃંગારરસમાં ભાવોદ્રેક થઈ જતાં જેમ અશ્રુપાતપ્રલાપપ્રભૃતિ વ્યભિચારી ભાવ પ્રકટ થાય છે તેમ અત્ર પણ અત્યંતવિગાઢ ભાવવડે કૃષ્ણાભેદની સ્ફૂર્તિ પણ એક વ્યભિચારી ભાવમાત્ર છે, તે કાંઇ સદાસર્વદા પ્રકટ રહેતી નથી. આ અભેદસ્ફૂર્તિમાં જ પોતાને 'કૃષ્ણ' કહે છે અને કૃષ્ણને 'હું' કહે છે, વિશેષ, જ્ઞાનીને અભેદસ્ફૂર્તિ થાય છે ત્યારે માત્ર ભાવના જ હોય છે, પરંતુ ભગવદીયને તો ઉદ્દેશ્યવિધેયભાવની પણ સ્ફૂર્તિ થઈને સર્વ અખંડ કૃષ્ણરૂપ સ્ફુરે છે [illegible] ણું સ્વતઃ કરી દે છે, જે જ્ઞાનીથી કદાપિ થઈ શકતી નથી, એ સર્વ વિસ્તાર શ્રીમદ્ભાષ્યકારે શ્રીદશમસ્કન્ધનાં શ્રીસુબોધિનીજીમાં કર્યો છે. ત્યારે એમ ફલિત થયું કે મુખ્ય વેદગીતાસૂત્રસિદ્ધ શુદ્ધ અદ્વૈત જ્ઞાન ભક્તિરસના અનેક વ્યભિચારી ભાવમાંનો માત્ર એક વ્યભિચારી ભાવ છે, અર્થાત્ સર્ષપ અને મેરુવત્ જ્ઞાન અને ભક્તિના તારતમ્યનું ક્યાંપર્યન્ત મારે વર્ણન કરવું! જ્યાં વૈદિક શુદ્ધ અદ્વૈતની પણ ભક્તિ આગલ આ સંસ્થિતિ છે ત્યાં તામસ ભ્રાન્ત જ્ઞાનનો—જ્ઞાનાભાસનો—તો અવકાશ જ ક્યાં!

ભક્તિમાર્ગીય સંન્યાસમાં ચતુર્થ પાદનો અર્થ 'જે હું તે આ જે આ તે હું' એમ થાય છે ફલપ્રકરણના પ્રથમાધ્યાયમાં 'બાહુપ્રસાર'શ્લોકમાં ભિન્ન સંયોગરસનું નિરૂપણ કર્યું છે ત્યાં 'જે હું'નું સ્વારસ્ય અનુભવાય છે. યઃ (જે) પુરુષોત્તમ અને અહં (હું) ગોપિકા એમ ભિન્ન સંયોગ ત્યાં છે, તે જ પ્રકરણમાં દ્વિતીયાધ્યાયમાં 'अंतर्हिते भगवति' શ્લોકમાં વિપ્રયોગમાં ગોપિકા અને ભગવાન્ની આત્મતાએ સ્ફૂર્તિ છે, તેથી ત્યાં 'सोऽसौ' 'તે આ'નું તાત્પર્ય પ્રકટ છે. તૃતીયાધ્યાયમાં 'योऽसौ' 'જે આ' એમ એકાત્મતાએ ઉભય ભાવની સ્ફૂર્તિ છે. ચતુર્થમાં 'तासामाविरभूत्' શ્લોકમાં 'सोऽहं' 'તે હું' અર્થાત્ તે પુરુષોત્તમ અને હું તો ભક્ત ભિન્ન એમ ભિન્નતા છે, અને પંચમાધ્યાયમાં સંયોગરસમાં પરમકાષ્ઠાપન્નરૂપ થઈને અનિર્વચનીયરસસમૂહરાસરસાબ્ધિકલ્લોલમાં સર્વેન્દ્રિયાસ્વાદ્ય રસાનુભવ કરે છે, અર્થાત્ વેદોક્ત तत्त्वमसि अहमस्मि ब्रह्माहमस्मि ઇત્યાદિ વિપ્રયોગભાવાત્મક રસાનન્દસ્વરૂપ થઈ જાય છે. સંયોગરસમાં 'ભગવાન્ તારો હું છું' એમ ભાવ રહે છે.

આ સકલ રસિક પ્રકાર હૃદયમાં રાખીને રસાત્મક શ્રીકૃષ્ણ શ્રીઉદ્ધવને ઉપદેશે છે કે 'સર્વ પ્રાણીનું આત્મસ્વરૂપ હું છું મારું જ શરણ સર્વાત્મભાવથી તું રાખ અને નિર્ભય થા.' '[3]આત્માને

---

૧. શ્રીફલપ્રકરણનાં શ્રીસુબોધિનીજીનું મુદ્રણ કરીને એક વૈષ્ણવે સમસ્ત પુષ્ટિસૃષ્ટિ પ્રતિ મહતી ઉપકૃતિ કરી છે. પુષ્ટિસૃષ્ટિએ આ ગ્રન્થનો આદરપૂર્વક સંગ્રહ કરવો.

૨. अहमस्मि ब्रह्माहमस्मि. ૩. आत्मानं द्वेधापातयत पतिश्च पत्नी चाभवताम्.

એ પ્રકારે ધારણ કર્યાં પોતે પતિપત્ની રૂપ થયા ' એ શ્રુતિનો પણ રસિક અભિસંધિ હવે સ્પષ્ટ થ
આસસ્તનાં લોકવત્તુ લીલા કૈવલ્યમ્નું પણ રસરૂપ રહસ્ય એ જ છે.

આ પ્રકારે ગાયત્રીના સંપૂર્ણ અર્થનું પ્રતિપાદન કરીને શ્રીમદ્ભાષ્યકાર નિષ્કર્ષ ઉપદેશે છે કે ' બ્ર બ્રહ્મ સર્વાજ્ઞાત સ્વરૂપમાત્ર હતું, ક્રીડેચ્છા થતાં તે પોતે જગદ્રૂપ થયું, સર્વથી ભક્ત અગાધ છે,' પ્રભુપ્રાપ્ત્યર્થ સંન્યાસરૂપ પરિત્યાગ-એકાંત-સ્વીકારી લે છે, ભગવાન્ તેમને સ્વરૂપદાન કરે છે, તેથી એ રાસલીલા મુખ્ય ભગવલ્લીલા છે એ લીલામાં લીલાસંબંધી સર્વ પદાર્થ ભગવદ્રૂપ છે. જેમ વૈદિક ક્રિય પ્રવૃત્તિ કરાવનાર વેદાત્મક ઑંકાર નાદ છે તેમ સર્વત્યાગ કરીને ભગવત્પ્રાપ્ત્યર્થ પ્રવૃત્તિ કરાવનાર વાત્મક વેણુ છે. એ સુધાનું વર્ણન વાણીથી વા મનથી થઈ શકતું નથી.' કોઈ પ્રકારે જો એ કૃષ્ણસ્વ રૂપાનન્દનું પાન થાય તો નિર્ભય થવાય એમ દિગ્દર્શન કરાવીને શ્રીમદાચાર્યશિરોમણિ ભાષ્યની સમાપ્તિ કરે છે.

આ વિકટ ભાષ્યાર્થના ઉજ્જ્વલ પ્રકાશનો જીવના હૃદયમાં પ્રવેશ થવાનો ઉપાય શ્રીમદગ્નિકુમાર શ્રૌત વાક્યથી નિરૂપે છે કે જેની ક્રીડાશીલ દેવમાં પરમ સર્વાત્મવિપ્રયોગભાવાત્મક ભક્તિ છે અને જેવી ભક્તિ દેવમાં છે તેવી જ ભક્તિ ગુરુમાં-અંધકારનિવારક અગ્નિસ્વરૂપ આચાર્યમાં—છે તે મહાત્માને આ ભાષ્યોક્ત અર્થ સ્ફૂરશે.

॥ यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

॥ इतिश्रीश्रीमन्नलालप्रकटितद्विजराजसुधा समाप्ता ॥

---